# નવા કાદયાની શકીલ બિન હનીફની હકીકત

## અકીદા, ઈતિહાસ, દાવાઓ

: સંપાદક :
(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)
દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧



# સંપાદકીય

પાછલા બે વર્ષથી સુરત શહેરના ઉન વિસ્તારમાં અને ત્યાર બાદ અમદાવાદ શહેરના વટવા વિસ્તારમાં અમૂક લોકોને પકડવામાં આવ્યા, જે મસ્જિદોમાં નમાઝ, એઅ્તેકાફ, તસ્બીહ, ઝિક્ર વગેરેમાં સામાન્ય મુસ્લિમોની જેમ શરીક થતા હતા. અને ત્યાર બાદ એકલદોકલ નમાઝીથી દોસ્તી કરી તેમને ધીમે ધીમે એવું સમજાવવા લાગ્યા કે, હઝ. ઈસા (અલૈ.) આવી ચૂક્યા છે. તેમને બીજા લોકોથી અંજાણી જગ્યાએ મુલાકાતો કરી કુર્આન શરીફ અને હદીષ શરીફના શબ્દોના ખોટા અર્થ સમજાવી એમ કહેતા કે, હઝ. ઈસા (અલૈ.)ની પૈદાઈશ થઈ ચૂકી છે. અને તેમના હાથ ઉપર બયઅત કરવી ઉમ્મત માટે જરૂરી છે. આ પ્રમાણેના કિસ્સાઓ યુ.પી; બિહાર, હૈદરાબાદ અને મહારાષ્ટ્રમાં પણ બન્યા. તો ઉલમાએ કિરામ આની તહકીકમાં લાગ્યા. અને ખબર પડી કે શકીલ નામની એક વ્યક્તિ બિહારના દરભંગા જીલ્લાના ઉસ્માનપૂર ગામની છે. અને તેણે પ્રથમ ઈમામ મેહદીનો અને હવે હઝ. ઈસા (અલૈ.) હોવાનો દાવો કર્યો છે. દિલ્હીથી ભગાવ્યા બાદ તે ઔરંગાબાદ પાસે એક કોલોની વસાવી તેમાં રહે છે. તેના માણસો કુર્તા-પાયજામા, મોટી દાઢી અને તસ્બીહ

સાથે મસ્જિદોમાં આવી લોકોને નિશાન બનાવી ગુમરાહ કરે છે. સુરત શહેરના ઉનમાં તો એમનો અદ્દો છે જ. પરંતુ હવે તેમણે બીજી જગ્યાઓએ પણ લોકોના ઈમાન ઉપર હાથ સાફ કરવાનું ચાલુ કરી દીધું છે. થોડા દિવસ પહેલા એક મૌલાના ઉપર જીવલેણ હુમ્લો કર્યો હતો.

સામાન્ય મુસ્લિમો તેમના ચક્કરમાં ન આવી જાય એટલા માટે આ નાનકડી કિતાબ લોકો સમક્ષ રજુ કરી રહ્યો છું. એમની દલીલો અને તેના ઈલ્મી-તહકીકી જવાબ તો ઉલમાએ કિરામનું કામ છે. અને અલ્હમ્દુલિલ્લાહ દારૂલ ઉલૂમ દેવબંદના પ્રખર આલિમ મૌલાના શાહઆલમ ગોરખપૂરી સા. તથા હઝ. મૌલાના મૂફતી અસ્અદ કાસિમ સંભલી સાહેબે ઘણા જ વિગતવાર આના જવાબો આપ્યા છે. હઝ. મૌલાના મૂફતી અસ્અદ સાહેબે તો ઘણો જ સખ્ત મુકાબલો કર્યો છે. અને અમૂક સવાલો કરી શકીલની બોલતી બંધ કરી દીધી છે. અલ્લાહ તઆલા ઉમ્મતને આ મહાન ફિત્નાથી બચાવે અને ઉમ્મતને ઉલમાએ કિરામથી જોડી રાખે, જેથી દીનના શિકારી તેમને ઈમાનથી હટાવવામાં કે શંકામાં નાંખવાની હિંમત ન કરી શકે. અલ્લાહપાક આપણા સૌના ઈમાનની હિફાઝત કરે, આમીન.





# ખત્મે નુબૂવ્વતની જરૂરત અને બરકતો

ઈસ્લામ ધર્મ અલ્લાહપાક તરફથી સંપૂર્ણ સુરક્ષાની ગેરંટી સાથે ઉતરેલ દીન છે. કુર્આન શરીફની સંખ્યાબંધ આયતો આપ (સલ.)ની ઘણી બધી હદીષો અને ઐતિહાસિક સાક્ષીઓ એની સત્યતા પૂરવાર કરવા માટે કાફી છે. કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ બે વસ્તુઓ ઉપર વિશેષ ધ્યાન દોરવ્યું છે.

[૧] ઈસ્લામ ધર્મનું કામિલ (સંપૂર્ણ) હોવુ તથા દીનની સઘળી તઅલીમનું મુકમ્મલ હોવુ. જેની ઘોષણા અને એઅલાન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર વહીની સૂરતમાં છેલ્લી હજમાં અરફાના મુબારક દિવસે અરફાતના મેદાનમાં જુમ્આ પછી કરવામાં આવ્યું. આજે મેં તમારા માટે તમારો દીન (ધર્મ) સંપૂર્ણ કરી દીધો. અને તમારા ઉપર મારી નેઅમતોને પરિપૂર્ણ કરી દીધી. *(સૂરએ માઈદહ : આયત–૩)*

આ ઘોષણા મુજબ હવે ઈસ્લામમાં કોઈના તરફથી કોઈ પણ પ્રકારનો વધારો-ઘટાડો કરવાની જરૂરત નથી. અને આયતે કરીમા **“ઈન્ના લહુલ હાફિઝુન”** અર્થાત્ હમે જ તેની સુરક્ષા કરવાવાળા છે. આ મુજબ તે કિયામત સુધી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહેશે. માટે કોઈ નવી આસ્માની કિતાબ અને કોઈ નવા નબીની જરૂરત બાકી રહેશે નહીં.

[૨] અલ્લાહપાકે પોતાની સુરક્ષિત કિતાબમાં સ્પષ્ટપણે ચોખ્ખા શબ્દોમાં આપ (સલ.)ના અંતિમ નબી હોવાની પણ

ઘોષણા કરી આપી. અને આપ (સલ.)એ સંખ્યાબંધ સહીહ હદીષોમાં પોતાના અંતિમ નબી હોવાની સ્પષ્ટતા કરી દીધી. સાથે સાથે ઉમ્મતને ચેતવણી પણ આપી કે મારા પછી ત્રીસ માણસો જુઠી નબુવ્વતનો દાવો કરશે, તે બધા જ જુઠ્ઠા અને દજ્જાલ હશે. હાલાંકે મારા પછી કોઈ નબી આવશે નહીં. મારા ઉપર નબૂવ્વત અને રિસાલત ખત્મ કરવામાં આવી છે. અને ત્યારબાદ સઘળા મુસ્લિમોનું ઈમાન અને અકીદો રહ્યો કે, આપ (સલ.) પછી કોઈ વ્યકિત કોઈ પણ પ્રકારની નબૂવ્વતનો દાવો કરે, તેના વિશે વિચાર-વિમર્શની કોઈપણ જરૂરત બાકી રહેતી નથી. બલ્કે જે પ્રમાણે ખુદા હોવાના દાવેદારને જુઠ્ઠો સમજવામાં આવ્યો, તેવી રીતે આપ (સલ.) પછી નબુવ્વતના દરેક દાવેદાર -ને ઉમ્મતના બધા જ વર્ગો અને ફિરકાઓએ જુઠ્ઠો સમજ્યો.

કોઈ નવા નબી આવવા વિશે કુર્આન શરીફમાં કોઈ ઈશારો કરવામાં આવ્યો નથી. બલ્કે સાફ સ્પષ્ટ શબ્દોમાં નવા નબી વિશે રદિયો આપવામાં આવ્યો છે. જ્યારે કે કુર્આન શરીફમાં કિયામત, જન્નત, જહન્નમ વગેરે બાબતોનું વિગતવાર વર્ણન છે.

ખત્મે નુબૂવ્વત ઈન્સાનો માટે રહમત છે કે, હવે બીજા કોઈ આઈડીયલ અને નમૂનાવાળી લાઈફ તથા માર્ગદર્શક માટે ફાંફા મારવાની જરૂરત નથી. હઝ. મુહમ્મદ (સલ.)ના પાક પવિત્ર જીવનના વિવિધ પાસાઓ આપણા માટે સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. તથા આપ ઉપર ઉતારેલ કુર્આન શરીફ આપણને જીવનના પ્રત્યેક સંજોગોમાં માર્ગદર્શન આપવા સમર્થ છે.

તમો દુન્યાના કોઈ પણ ખૂણામાં જશો, તમને એક જ પ્રકારની પાંચ વખતની નમાઝ પઢતા લોકો જોવા મળશે. સરકારો બદલાશે, યુગો બદલાશે, લોકોની રહેણીકરણી બદલાશે. પરંતુ

અઝાન, નમાઝ, રોઝા, હજ્જ, કુર્આન શરીફની તિલાવત, ઇસ્લામી અર્થતંત્ર તથા નિકાહ તલાકના મસ્અલા વગેરે બધું જ બુન્યાદી રીતે એક ઢાંચાવાળુ મળશે. નાના નાના મતભેદો છતાં ઉસૂલી અને કાનૂની કોઈ મતભેદ માલૂમ પડશે નહીં. આનું કારણ શું છે. આ બરકત છે, ખત્મે નુબૂવ્વત અને કુર્આન શરીફની છેલ્લી આસમાની કિતાબ હોવાની.

ખત્મે નુબૂવ્વત આ ઉમ્મતની વિશેષ્ઠતાઓમાંથી છે. એના કારણે ઉમ્મત બીજી રાહ ઉપર ભટકતી નથી. એક સહીહ અકીદાએ તેમને વૈચારિક, એકતા અતા ફરમાવી છે.

અલ્લામા ઈકબાલ (રહ.) લખે છે કે, અમારૂં ઈમાન છે કે ઈસ્લામ દીન અને ધર્મની હૈસિયતથી અલ્લાહપાક તરફથી જાહેર થયો. પરંતુ ઈસ્લામ એક સોસાયટી અને મિલ્લતની હૈસિયતથી રસૂલે કરીમ (સલ.)ના અકીદાથી જ બાકી રહી શકે છે. ખત્મે નુબૂવ્વત ઈસ્લામના સંપૂર્ણ દીન હોવાની નિશાની છે. જો આ અકીદો બાકી નહીં રહે, તો પછી ઉમ્મત ઉમ્મતો બની જશે.

**કાદયાનીઓ જેવી જ શકીલીઓ તરફથી ધોકાબાઝી :**

મિરઝા કાદયાની નબી હોવાનો દાવો કરવામાં ત્રણ તબક્કાથી પસાર થયો. શરૂમાં સાફ અને સ્પષ્ટ શબ્દોમાં નબી હોવાના દાવાને કુફ્ર લખતો હતો. ત્યારબાદ મુજદ્દીદ, મુહદ્દિસ, મસીહે મૌઉદ અને મેહદીના દરજ્જાથી પ્રગતિ કરી છલાંગ લગાડી ત્રીજા તબક્કામાં ડાયરેકટ નબી અને પછી બધા જ નબીઓથી પોતાને અફઝલ લખવા માંડયો.

કાદયાનીની કિતાબો વાંચવાથી આ વાત સ્પષ્ટ થાય છે કે, તેમણે પોતાની કિતાબોમાં ઘણુ જ ભેળસેળયા અને વિરોધા-

ભાસ લખ્યું છે. તેમના લખાણમાં ઈમાનની વાતો પણ છે અને કુફ્રની પણ, ખત્મે નબૂવ્વતનો ઈકરાર છે, અને ઈન્કાર પણ. નબૂવ્વતનો દાવો પણ કર્યો છે, અને જુઠો દાવો કરનારને કાફિર પણ લખ્યો છે. આ પ્રમાણે દરેક વસ્તુનો પોતે દાવો પણ કર્યો છે, અને તેનો રદ પણ કર્યો છે. આની પાછળનો હેતુ એ છે કે, બધી વાતો ગોળ ગોળ રહે. કોઈ એક અકીદા ઉપર મુસ્લિમો તરફથી પકડ થાય. અને પડકારવામાં આવે ત્યારે બીજો અકીદો લખેલી કિતાબો બતાવે. અને પછી ફુરસદ તથા મોકો જોઈને પહેલા અકીદાની કિતાબોની તબ્લીગ થાય. આ પ્રમાણેની ધોકા-બાઝીથી કાદયાનીઓ મુસ્લિમોમાં પોતાના ગલત અકીદાઓ ફેલાવે છે અને લોકોના ઈમાન લૂંટી લે છે.

શકીલ પણ સંપૂર્ણ રીતે કાદયાનીની ચાલ ચાલી રહ્યો છે. અને ઉલમાએ કિરામ વિરૂદ્ધ એલફેલ બકવાસ કરી રહ્યો છે. કારણ કે ઉમ્મતનો ભરોસો ઉલમાએ કિરામ ઉપર છે. તે સમજે છે કે, જેવી રીતે ડૉક્ટરનું કામ એન્જીનિયર નથી કરી શકતો, એન્જીનિયરનું કામ વકીલ નથી કરી શકતો. દરેક ફિલ્ડ અને કામ માટે તેના નિષ્ણાંત હોવા જરૂરી છે, તે જ રીતે કુર્આન શરીફ અને હદીષ શરીફ માટે તેના જાણકાર ઉલમાએ કિરામથી જ સહીહ દીન સમજવાનો મળશે.

શકીલ જ્યારે સવાલનો જવાબ દેવામાં ગૂંચવાય જાય છે, તો એવી જૂઠી દલીલ કાદયાની જેવી કરે છે કે, મને કશ્ફમાં અથવા ખ્વાબમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. કુર્આન શરીફ અને હદીષોનો મનઘડત મતલબ બયાન કરે છે. હદીષોને પારખવાનું કામ ઘણું જ મુશ્કેલ છે, મુહદ્દિષોએ પોતાની ઝિંદગીઓ ખપાવી દીધી. અને શકીલને જે રિવાયતને જ્યારે ઝઈફ કહેવી

હોય અથવા મનઘડત રિવાયતને મોઅતબર કહેવી હોય તો કોઈ પણ જાતની જાણકારી મેળવ્યા વગર અધ્ધર બકવાસ કરવા માંડે છે. અરબી ભાષા આવડતી નથી, મુહદ્દિષોના ઉસૂલ (કાયદાઓ) જાણતો નથી. અને હદીષો વિશે તહકીક કરવા માંડે છે.

હઝ. ઈસા (અલૈ.) વિશે કહે છે કે, તેમનો ઈન્તિકાલ થઈ ગયો, હવે ફરીથી જીવંત થયા. તો તેનાથી પૂછવામાં આવે કે ક્યાં પેદા થયા કે થશે? અને કેવી રીતે થશે? બાપ વગર એમની માં કોણ હશે? અને કેવી રીતે પેદા થશે? જ્યારે કે કુર્આન શરીફ તેમને ઈબ્ને મરયમ એટલે કે મરયમના પુત્ર કહે છે. તો હવે કેવી રીતે તેમનો જન્મ થશે? હકીકતમાં આ બધો બકવાસ છે. જે દિમાગમાં આવ્યું તે બોલી દીધું. કુર્આન શરીફની આયતોનો ઈન્કાર કરવો ખુલ્લું કુફ્ર છે. એ માણસ ઈમાનમાં રહેતો જ નથી.

ઈમામ મેહદી (રઝી.) વિશે હદીષમાં **મદીના મુનવ્વરહ**નું સ્પષ્ટ વર્ણન છે. તે છતાં શકીલ પોતે મેહદી બનવા માટે હદીષ શરીફના શબ્દોને બદલી તેને **દિલ્હી** શહેર કહે છે. અને બેવકૂફ એટલો કે પોતે તો દરભંગા જીલ્લાના ઉસ્માનપૂર ગામમાં પેદા થયો છે, દિલ્હીમાં નહીં. છતાં હદીષ શરીફનો આવો ગલત અર્થ લે છે.

એનાથી મૌલાના મૂફતી અસ્અદ સંભલી સાહેબે પૂછ્યું કે, તું તો ઈન્ડિયામાં છે, મદીના મુનવ્વરહ ગયો નથી. અને ઈમામ મેહદી તો દુશ્મનોથી મુકાબલા માટે સાઉદીમાં રહેશે. આનો કોઈ જવાબ નહીં બન્યો તો કહી દીધું કે, આસ્માની માર્ગદર્શક (પોતે) જાણે છે કે એને શું કરવું જોઈએ. પોતાને આટલો મહાન સમજે છે, નઉઝુબિલ્લાહ.

હદીષમાં દજ્જાલ એક વ્યક્તિનું નામ બતાવવામાં આવ્યું છે. તેની બધી જ નિશાનીઓ પણ બતાવવામાં આવી, તેની સાથે મુસ્લિમોનો સંવાદ પણ થશે. આ બધું જ હદીષમાં છે. છતાં શકીલ જુઠ્ઠો કહે છે કે, દજ્જાલનો અર્થ અમેરીકા તથા ફ્રાન્સ છે. તો પછી તું તેમની વિરૂદ્ધ મુકાબલા માટે કેમ જતો નથી ? ઈન્ડિયામાં કાચના મહેલમાં કેમ પડી રહ્યો છે ? તું તો હઝ. મૌલાના મૂફતી અસ્‌અદ સા. સાથે મુનાઝરો કરવાથી પણ ભાગે છે.

શકીલ ઈમામ મેહદી (રઝી.) અને હઝરત ઈસા (અલૈ.) બન્નેવને એક જ વ્યક્તિ શુમાર કરે છે. જ્યારે કે બન્નેવ વચ્ચે ઘણું લાંબુ અંતર છે. બન્નેવની સિફત આપ (સલ.)એ અલગ-અલગ બતાવી છે. અને શકીલ તો આ બન્નેવ બુઝુર્ગોથી અલગ એક ત્રીજી જ જૂઠી વ્યક્તિ છે. હવે દરેક માણસને સવાલ પેદા થશે કે, અલગ-અલગ ત્રણ યુગમાં પેદા થનારી ત્રણ વ્યક્તિ એક કેવી રીતે થઈ શકે છે ? પરંતુ જાહિલોની આંખો ઉપર પરદા લાગી ગયા છે.

હઝ. ઈસા (અલૈ.) અને ઈમામ મહદી (રઝી.)ને મોકલ-વાનો ખાસ હેતુ પણ હદીષ શરીફમાં વર્ણન કરવામાં આવ્યો છે. અને આજ સુધી કોઈ પણ જૂઠા ઈસા તથા જૂઠા મેહદીમાંથી એકથી પણ તે હેતુ પુરો થયો નથી. આ જ તેમના જૂઠા હોવાની સ્પષ્ટ નિશાની છે. આપ (સલ.) હઝ. ઈસા (અલૈ.) અને ઈમામ મહદી (રઝી.)ના ફક્ત આગમનથી જ ખબર આપતે, તેમનો હેતુ ન દર્શાવત તો કોઈ પણ વ્યક્તિ મુસલમાનોને ધોકો આપી શકત. પરંતુ આપ (સલ.)એ હેતુ દર્શાવી જૂઠા દાવેદારોને ખુલ્લા પાડી દીધા છે. માટે દરેક મુસલમાન તેમના આવવાનો હેતુ જાણી લે. અને જૂઠા દાવેદારોથી તે હેતુ અનુસંધાને જ વાત કરે.

# શકીલ બિન હનીફની ઓળખાણ

શકીલ બિન હનીફ નામનો માણસ બિહારના દરભંગા જીલ્લાના ઉસ્માનપૂર ગામનો રહેવાસી છે. એક ગરીબ ઘરમાં તેનો જન્મ થયો. શરૂથી જ તે આર્થિક દ્દષ્ટિએ ઘણો પરેશાન રહેતો હતો. સ્કુલમાં થોડું ભણીને રોઝી-રોજગાર માટે ત્યાંથી દિલ્હી આવ્યો. દિલ્હીમાં નબીએ કરીમ નામના ત્યાંના એક મહોલ્લામાં હાર્ડવેરની દુકાન શરૂ કરી. એના કામો શરૂથી જ શંકાશીલ હતા. દઅવતો-તબ્લીગના સાથીઓને આની ગંધ આવી કે આ માણસ ઈમામ મેહદી હોવાનો દાવો કરે છે, તો આ લોકોએ તેને ત્યાંથી કાઢી મૂક્યો. તો એ આ મહોલ્લો છોડીને લક્ષ્મીનગરમાં ગયો. મુજીબ નામના એક માણસને તેની ગરીબાઈ ઉપર દયા આવી. અને પોતાનું મકાન રહેવા આપ્યું, અને રોજગાર માટે તેમના બાળકોને ટ્યુશન આપતો હતો. ત્યાર બાદ ત્યાં રહી તબ્લીગી સાથીઓથી રાબતો કર્યો. તેનો હેતુ એ હતો કે, અંજાણી જગ્યાએ દઅવતના બહાને અમૂક લોકોથી તઅલ્લુક થઈ જાય. થોડા દિવસો બાદ લક્ષ્મીનગરમાં છૂપાઈ-છૂપાઈને લોકોથી મુલાકાત કરી નવજુવાનોને ભેગા કરવા માંડ્યા. અને મેહદી હોવાનો દાવો કરવા માંડ્યો. તબ્લીગી અહબાબને ખબર પડી તો ત્યાંના ઉલમાથી રાબતો કરી તેની પાસે મેહદી હોવાનો સુબૂત માંગ્યો. તે કોઈ સાબિતી ન આપી શક્યો, તો લોકોએ તેની મારપીટ કરી. છેવટે એણે કબૂલ કર્યું કે, હું જુઠો દાવો કરૂં છું. ત્યાર બાદ તેની પાસે લેખિતમાં માફી મંગાવી કે, હવે પછી આવી શયતાની હરકત નહીં કરૂં. ત્યાંથી એને કાઢી મૂક્યો, પરંતુ

સ્ટેશનથી ટ્રેન મોડી પડવાને લઈ દઅવતી સાથીઓ ઘેર ચાલ્યા ગયા. અને તે પાછો લક્ષ્મીનગરના બીજા ખૂણામાં જ્યાં મુસ્લિમ વસ્તી ઓછી હતી ત્યાં ચાલ્યો ગયો. પાછી ખબર પડી તો મદની મસ્જિદમાંથી પકડાયો. ઘણી સારી રીતે માર માર્યો અને કાઢી મૂકવામાં આવ્યો.

તેણે જમાઅતી સાથીઓ વિરૂદ્ધ એફ.આઈ.આર. પણ દાખલ કરી, પરંતુ આ સાથીઓ મક્કમ રહ્યા. જેમાં દઅવતના ઝિમ્મેદાર જનાબ ડૉ.નાદિરઅલી સાહેબે સાથીઓની ઘણી સારી મદદ કરી અને દરેક મોરચે માર્ગદર્શન આપ્યું.

દિલ્હીમાંથી ભગાડવામાં આવ્યો તો એણે મહારાષ્ટ્રના ઔરંગાબાદ જીલ્લા (પદ્દેગાંવ)માં પનાહ લીધી. ત્યાં કોઈએ એના માટે એક મોટો એરીયો ખરીદી એક મોટી કોલોની વસાવી દીધી. કોણે જમીન આપી, કોના પૈસાથી આ બધું બનાવ્યું, તે આજ સુધી માલૂમ પડ્યું નથી.

**આ લોકોનો શકીલ તરફ બોલાવવાનો તરીકો :**

સૌપ્રથમ મુસ્લિમોનો એવો વિસ્તાર પસંદ કરશે, જે શહેરી વિસ્તારથી બહાર હોય. ત્યાં ગરીબ અથવા દીની તઅલીમથી લોકો નાવાકિફ-અજાણ હોય. ત્યાંની મસ્જિદમાં નમાઝો પઢશે, કોઈ નવજુવાન મસ્જિદમાં પાબંદીથી નમાઝ પઢતો હોય, ઉમ્મતની લાગણી રાખતો હોય, તેવાને સલામ-કલામ કરી પોતાનાથી નજીક લાવવાની કોશિશ કરશે. તેની સામે દુન્યાભરમાં મુસ્લિમો ઉપર થતા અત્યાચારોને વિગતવાર વર્ણન કરી તેના પ્રત્યે હમદર્દી બતાવી કિયામતની નિશાનીઓનું વર્ણન કરશે. અલગ-અલગ મજલીસોમાં વારંવાર તેની સામે અલગ-અલગ

વ્યક્તિઓ એક જ પ્રકારની વાતો કરી તેની ઝહનસાઝી કરશે. મસ્જિદમાં તેની સાથે કોઈ વાત નહીં કરશે. મસ્જિદમાં તો ફક્ત પોતાનો શિકાર શોધવા જ આવશે. ભાડેથી કોઈ રૂમ રાખી ત્યાં પોતાની પ્રવૃત્તિઓ કરશે. જ્યારે કોઈ ભોળો મુસ્લિમ નવયુવાન તેમનો શિકાર બની રહ્યો છે, એવી પાકી આશા થઈ જશે, તો પછી તેને અલગ-અલગ જગ્યાએ એમના પ્રોગ્રામોમાં લઈ જશે. આ પ્રવૃત્તિઓમાં શામેલ બધા જ શકીલી લોકો પાક્કા દીનદાર મુસલમાનોની શકલો-સૂરતમાં આવી યુવાનોને ધોકો આપશે. એમની વાતચીતમાં વારંવાર અલ્હમ્દુલિલ્લાહ, સુબ્હાનલ્લાહ જેવા ઈસ્લામી વાક્યોનું રટણ ચાલુ રાખશે. એટલે આ ભોળો નવયુવાન તેમની વાતો સાચી માનશે. અને જ્યારે પાક્કો વિશ્વાસ થઈ જશે કે આ આપણો શિકાર થઈ ગયો છે, તો પછી અસલ શિકારી (શકીલ) પાસે લઈ જશે. ઔરંગાબાદ અથવા દિલ્હી જ્યાં પણ શકીલ રહેતો હશે, ત્યાં સંપૂર્ણ રીતે તૈયાર કરી શકીલને હઝ. ઈસા (અલૈ.) બતાવી તેના હાથ ઉપર બયઅત કરાવશે.

આપણો જે નવયુવાન તેની પાસે જાય છે, તે પાછો આવતો નથી. દીનના ઉન્વાનથી વાત શરૂ કરે છે. ઈસ્લામી દુન્યાના હાલાતની વાતો કરી મુસ્લિમોની મઝલૂમીય્યતની વાત કરી કહે છે કે, હઝ. મેહદી તથા મસીહને આવવું જોઈએ. ત્યાર બાદ દજ્જાલ અને હઝ. ઈસા (અલૈ.)ની વાત કરી તેને ચાર તબક્કા-માંથી પસાર કર્યા બાદ (જ્યારે તે એમના અકીદામાં પાકો થઈ જાય છે) તેને શકીલની મુલાકાત કરાવી બયઅત કરાવે છે કે, આ જ હઝ. ઈસા છે. ત્યાર બાદ તે પોતાના વતનમાં આવી બીજા લોકોને આ તરફ આકર્ષે છે અને બગાડે છે.

સૌપ્રથમ કિયામતની નિશાનીઓનું વર્ણન કરશે. અને તેમાં

ધીમે ધીમે દજ્જાલનું વર્ણન કરશે. ત્યાર બાદ મેહદી અને હઝ. ઈસા (અલૈ.)નું પણ વર્ણન કરશે. અને કહેશે કે, જ્યારે આખી દુન્યામાં મુસલમાન પરેશાન છે, તો હઝ. ઈસા (અલૈ.)ને આવવું જરૂરી છે. અને એક મુદ્દત સુધી આ પ્રમાણેની વાતો કર્યા બાદ તેને કહેશે કે, ઈસા (અલૈ.) આ દુન્યામાં આવી ગયા છે. તેમનું ઠેકાણું, નામ વગેરે પહેલાં બતાવશે નહીં. વિવિધ રીતે તેની પરીક્ષા લીધા બાદ જ તેને શકીલ પાસે બયઅત કરવા લઈ જશે.

આ દરમ્યાન જ્યારે કોઈ એની સામે ઉલમાએ કિરામની મુલાકાત બાબતે વાત કરશે તો એવું કહેશે કે, મદ્રસાના અભ્યાસ-ક્રમમાં અમૂક જ હદીસો પઢાવવામાં આવે છે. એટલે ઉલમાએ કિરામને આ હદીસો બાબતે જાણકારી નથી હોતી. આવી ગોળ ગોળ વાતો કરી આ માણસને કોઈ આલિમ કે દીની મદ્રસામાં જતો અટકાવશે. જેથી તેમની પોલ ન ખૂલી જાય.

જાણવું જોઈએ કે, ઈમામ મેહદી પોતે મેહદી હોવાનો દાવો નહીં કરશે, બલ્કે લોકો હદીષ શરીફની નિશાનીઓ જોઈને પોતે એમના હાથ ઉપર બયઅત કરવા માંગશે. અને ઈમામ મેહદી ઈન્કાર કરશે. આ શબ્દો હદીષ શરીફમાં છે. માટે જેટલા લોકોએ મેહદીનો દાવો કર્યો તે બધા જ હદીષ શરીફ પ્રમાણે જૂઠા છે.

**એક સવાલનો જવાબ :**

ફક્ત કોઈને ઈસા માનવાથી અકીદામાં શું ગરબડ આવે છે ? તે કાફિર તો નથી થઈ જતો ! એવા લોકોએ વિચારવું જોઈએ કે ઉમ્મત બીજા કોઈને મેહદી, મસીહ ન સમજી બેસે એટલા માટે આપ (સલ.)એ પોતાની સંખ્યાબંધ હદીષોમાં સાચા મેહદીની ઓળખાણ કરાવી. અને કુર્આન શરીફમાં હઝ. ઈસા (અલૈ.)

વિશે આવ્યું કે, તેમનું કામ યહૂદી-ઈસાઈઓને ઇસ્લામની દઅવત આપવાનું છે. હદીષ શરીફમાં ઘણી નિશાનીઓ હઝ. ઈસા (અલૈ.)ની બતાવવામાં આવી. હવે આપણે અસલ હદીષ શરીફથી સાબિત થયેલ મેહદી-મસીહને નહીં માનીએ અને બીજા જૂઠા દાવેદારને માની લઈશું તો આપણે આપ (સલ.)ની વાતોનો ઈન્કાર કર્યો. સાચાને જૂઠો અને જૂઠાને સાચો માની નઊઝુબિલ્લાહ આપ (સલ.)ને પણ જૂઠા સમજ્યા. આપની સહીહ માર્ગદર્શન આપતી તઅલીમને છોડી આપ (સલ.) ઉપર ઈમાનમાં કચાસ, કમી, ખામી આવી ગઈ. માટે ફરીથી કલિમો પઢી મુસલમાન થવું જરૂરી થઈ જશે. એટલે આ પ્રકારના જૂઠા દાવેદારો પ્રત્યે બેદરકારી દાખવી પોતાનું ઈમાન ખરાબ ન કરીએ એ જરૂરી છે.

ઉલમાએ કિરામે જુમ્આના બયાનોમાં આ ચાર બાબતો (૧) ઈમામ મેહદી રઝી. (૨) હઝ. ઈસા (અલૈ.)ની નિશાનીઓ (૩) દજ્જાલની નિશાનીઓ (૪) દજ્જાલ વિશે શકીલની જૂઠી દલીલો-તાવીલોના જવાબો આપવા જોઈએ.

## દજ્જાલની નિશાનીઓ :

જ્યારથી અલ્લાહપાકે માનવીનું નિર્માણ કર્યું, દુનિયામાં કોઈ ફિત્નો દજ્જાલના ફિત્નાથી મોટો નથી થયો. અને અલ્લાહપાકે જે નબીને પણ મોકલ્યા, તે નબીએ પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવી છે. અને હું અંતિમ નબી છું અને તમે શ્રેષ્ઠ ઉમ્મત છો, (માટે) તે ગમે તેમ કરીને તમારી અંદર જ નીકળશે. જો તે મારી હાજરી (જીવન)માં નીકળ્યો તો દરેક મુસલમાન તરફથી તેનો સામનો કરનાર હું છું, અને જો મારા પછી નીકળશે તો દરેક મુસલમાન પોતાની સુરક્ષા સ્વયં કરશે અને અલ્લાહપાક દરેક મુસલમાનનો મુહાફિઝ અને રક્ષક હશે. તે શામ (સિરિયા) અને

ઈરાક વચ્ચે એક રસ્તા પર પ્રગટ થશે. પછી તે ડાબે-જમણે (દરેક બાજુ) ફસાદ ફેલાવશે. હે અલ્લાહના બંદાઓ ! તમે તે સમયે સાબિત કદમ રહેજો, હું આપની સમક્ષ તેની એ નિશાનીઓ કહી દઉં છું, જે મારાથી પહેલાં કોઈ નબીએ બયાન કરી નથી. તે સૌથી પહેલાં તો એવો દાવો કરશે કે, હું તમારો રબ છું, પરંતુ તેને જોનારને પ્રથમ દ્દષ્ટિએ જ એવી ત્રણ વસ્તુઓ દેખાશે, જેનાથી તેના દાવાને ફગાવી શકાય છે : (૧) એક તો એ કે, તે નરી આંખે જોઈ શકાતો હશે. જો કે તમે પોતાના રબને મૃત્યુ પહેલાં જોઈ શકતા નથી. (તો તેનું દેખાવું જ એ વાતની દલીલ હશે કે, તે રબ નથી) અને (૨) બીજી એ કે તે કાણો હશે, જો કે તમારો રબ કાણો નથી. (૩) ત્રીજી એ કે તેની બંને આંખો વચ્ચે 'કાફિર' લખેલું હશે, જે દરેક મુઅમિન વાંચી લેશે, ભલે તે ભણેલો હશે કે નહીં હોય. *(ઈબ્ને માજા, અબૂ દાઉદ, ઈબ્ને ખુઝૈમા, હાકિમ)*

દજ્જાલ-અરબી ભાષામાં છળ કરનાર, ધોખો આપનારને પણ કહેવામાં આવે છે. 'દજલ' કોઈ વસ્તુ પર સોનાનું પાણી ચઢાવવાને પણ કહે છે. દજ્જાલનું આ નામ એટલા માટે રાખવામાં આવ્યું છે કે, જૂઠ અને ધોકો તેના વ્યક્તિત્વનું વિશેષ ગુણ હશે. તે જાહેર કંઈક કરશે, અંદરથી જુદું હશે. તેના બધા દાવાઓ, આયોજનો, પ્રવૃત્તિઓ અને કાર્યક્રમો એક જ ધરી પર ફરતા હશે અને તે છે દજલ અને છળ. તેના દરેક કામ પર ધોકા અને જૂઠની છાયા હશે. તેની કોઈ વસ્તુ, કોઈ અમલ, કોઈ વાત, આ શૈતાની ટેવની અસરથી ખાલી નહીં હોય.

દજ્જાલની બંનો આંખો ખામીયુક્ત હશે. ડાબી આંખ રોશની વગરની હશે અને જમણી આંખ દ્રાક્ષની જેમ બહાર નીકળેલી હશે.

તે (દજ્જાલ, જૂઠો મસીહ) એક યુવાન પુરૂષ હશે, તેના વાળ નાના અને વાંકડિયા હશે અને તે એક આંખથી અંધ (કાણો) હશે. *(સહીહ મુસ્લિમ : ૭૦૧૫)*

રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક વાર સ્વપ્નમાં જોયું કે તેઓ કા'બાનો તવાફ કરી રહ્યા છે કે, આ દરમિયાન તેમને દજ્જાલ દેખાડવામાં આવ્યો. આપ (સલ.)એ ફરમાવ્યું : "તે ભારેખમ શરીર, લાલ વર્ણ, વાંકડિયા વાળ અને એક આંખથી અંધ છે, તેની આંખ લટકી રહેલી દ્રાક્ષના દાણાં જેવી છે." *(સહીહ બુખારી : ૨:૨૪૨)*

તેના કપાળ પર શબ્દ 'કાફિર' લખેલું હશે અને દરેક ઈમાનવાળો ભલે તે ભણેલો હશે કે અભણ, તે આ શબ્દ વાંચી શકશે. *(મુસ્નદે અહમદ : ૩:૩૬૭, ૩૬૮)*

ઉપરોક્ત હદીસો સ્પષ્ટતાની સાથે દજ્જાલનું સ્વરૂપ અને વ્યક્તિત્વ રજૂ કરે છે. તેમના પ્રમાણે દજ્જાલ એક નવયુવક હશે, તે હષ્ટપુષ્ટ અને ભારેખમ હશે, તેનો રંગ લાલ હશે, તેના વાળ વાંકડિયા અને ઘણા નાના (કપાયેલા) હશે, તેની બંને આંખોમાં ખામી હશે, તે એક આંખથી અંધ હશે, તેની બીજી આંખ એવી રીતે હશે જે રીતે દ્રાક્ષનો લટકતો દાણો, તેના કપાળ પર બન્ને આંખ વચ્ચે શબ્દ 'કાફિર' લખેલું હશે.

## દજ્જાલ વિશે શકીલીય્યતની જૂઠી દલીલો :

શકીલીઓ લોકોને ભરમાવવા માટે એમ કહે છે કે, દજ્જાલ આવી ચૂક્યો છે. તે **અમેરીકા તથા ફ્રાન્સને દજ્જાલ** બતાવે છે. અને પાયા વગરની દલીલ કરે છે કે, હદીષ શરીફમાં જે બતાવવામાં આવ્યું છે કે, દજ્જાલની પેશાની ઉપર કાફિર લખેલ

છે, તેનાથી આપ (સલ.)નો ઈશારો આ બન્નેવ દેશો તરફ છે. કારણ કે જ્યારે આ બન્નેવ દેશોનું નામ એક સાથે લખવામાં આવે છે, તો **અમેરીકાફરાન્સ** વચમાં કાફર લખેલું હોય છે. આ પ્રમાણેની વાહિયાત દલીલથી દજ્જાલની સાબિતી આપે છે. એ જ પ્રમાણે એની એક આંખ હોવા માટે **સેટેલાઈટને દજ્જાલની આંખ** સાબિત કરે છે. અમૂક રિવાયતોમાં દજ્જાલ વિશે છે કે તેનું એક ગધેડુ હશે. તો શકીલીઓ કહે છે કે, એનાથી **ફાઈટર પ્લેન** મુરાદ છે. મતલબ કે ફાઈટર પ્લેનને દજ્જાલનું ગધેડુ સાબિત કરે છે. આ પ્રમાણેની તેમની કોઈ પણ દલીલનો કોઈ વુજૂદ જ નથી.

શકીલીઓ પોતાની વાતચીતમાં પહેલાં ઈમામ મેહદી (રઝી.) વિશે દલીલો કરી શકીલને ઈમામ મેહદી કહેતા હતા. પરંતુ હવે તેને મેહદીની જગ્યાએ હઝરત ઈસા (અલૈ.) હોવાનુ સાબિત કરવા માંગે છે. જ્યારે કે હદીષ શરીફમાં ઈમામ મેહદી (રઝી.) તથા હઝ. ઈસા (અલૈ.) બન્નેવ અલગ-અલગ હસ્તીઓ છે. હઝરત ઈસા (અલૈ.) આપ (સલ.)થી પણ પાંચસો સિત્તેર વર્ષ પહેલાં પેદા થઈ ચૂક્યા છે, અને ઈમામ મેહદી (રઝી.) કિયામત પહેલાં પેદા થશે. તો એક વ્યક્તિ એક સાથે મેહદી અને મસીહ કેવી રીતે થઈ શકે છે ? પરંતુ કાદયાની અને શકીલ બન્નેવની અક્કલ-બુધ્ધિ મારી ગઈ છે કે, જૂઠો દાવો કરવામાં સમય અને યુગનું પણ ભાન રહેતું નથી.

## ઈમામ મેહદી ( રઝી. )ની નિશાનીઓ :

એટલા માટે હું સર્વપ્રથમ હઝ. ઈમામ મેહદી (રઝી.)ની તે નિશાનીઓનું વર્ણન કરવા માંગું છું, જે હદીષ શરીફમાં વર્ણન કરેલ છે. હઝ. ઈમામ મહદીનો પરિચય આ છે કે, તેઓ **હસની**

**સાદાત**માંથી થશે. તેમનું નામ **"મુહમ્મદ"** અને પિતાનું નામ **'અબ્દુલ્લાહ'** હશે. મહદવિયતના સંશોધક અલ્લામા સૈયદ બરઝંજી ફરમાવે છે કે, મને તેમની માતાના નામ વિશે કોઈ ખરી રિવાયત મળી નથી. અલબત્ત, અમુક હઝરાતે માતાનું નામ **'આમિના'** લખ્યું છે. મહદી તેમનું નામ નહિ, લકબ છે. અર્થાત્ હિદાયત પામેલો. **તેઓ અગાઉથી જન્મ્યા નથી,** સામાન્ય માણસોની જેમ જન્મ લેશે. ૪૦ વર્ષની વયે ઉમ્મતે મુસ્લિમા તેમને પોતાના અમીર બનાવશે અને તેમના હાથે બયઅત કરીને કુફ્રના આચરેલા અત્યાચારો વિરૂદ્ધ તે મહાન જિહાદ શરૂ કરશે. જેનો અંત આંતર-રાષ્ટ્રીય ખિલાફતે ઈસ્લામિયાની સ્થાપના પર થશે. આ તો તેમનો સીધો-સાદો પરિચય છે, જેનો અધિકતર અહાદીસમાં ઉલ્લેખ છે. તે હઝ. ફાતિમાની અવલાદમાંથી હસની સય્યદ હશે. મદીના મુનવ્વરહમાં પેદા થશે. ચાલીસ વર્ષની ઉંમરે તેમને મક્કા મુકર્રમહ ખાતે હરમે કા'બામાં સિરિયાના ચાલીસ અબ્દાલોની જમાઅત ઓળખશે. તે ઘણી બધી લડાઈઓમાં મુસ્લિમ ફૌજની આગેવાની લેશે. સિરિયા દમિશ્કની જુમ્આ મસ્જિદમાં પહોંચશે. ત્યારે હઝ. ઈસા (અલૈ.)નું આગમન થશે.

હઝ. ઈસા (અલૈ.) મિનારાથી ઉતર્યા બાદ પહેલી નમાઝ ઈમામ મેહદી (રઝી.)ના પાછળ પઢશે. ઈમામ મેહદી (રઝી.)ની કુલ ઉંમર ૪૯ વર્ષની હશે. **૪૦ વર્ષ બાદ તે ખલીફા થશે. સાત વર્ષ ખલીફા તરીકે રહેશે. બે વર્ષ હઝ. ઈસા (અલૈ.)ના નાયબ તરીકે રહેશે અને ૪૯ વર્ષની ઉંમરે તેમની વફાત થશે.** તેમના દફન થવા બાબતે હદીષ શરીફમાં કોઈ સ્પષ્ટતા નથી. પરંતુ અમૂક ઉલમા તેમની દફનની જગ્યા **બયતુલ્મુકદ્દસ** બતાવે છે.

શકીલ ઉપરોક્ત નિશાનીઓમાંથી એક પણ નિશાની ધરાવતો નથી. તેનું નામ શકીલ છે, બાપનું નામ હનીફ છે. તેનો જન્મ બિહારના દરભંગા જીલ્લાના ઉસ્માનપૂરા ગામમાં થયો છે. તે સય્યિદ ખાનદાનનો નથી, ભારતીય નસલનો છે. ઈમામ મેહદી (રઝી.) ખુબસુરત હશે. *(અબૂ દાઉદ : હદીષ નં.૪૨૮૫)* જ્યારે કે શકીલ ખુબસુરત નથી.

આપ (સલ.)ની હદીષથી માલુમ પડે છે કે, ઈમામ મેહદી (રઝી.)ના આગમન સમયે દુન્યાભરમાં ઝુલ્મ-અત્યાચાર સર્વ-સામાન્ય હશે. ઈમામ મેહદી (રઝી.) તે ઝુલ્મ-અત્યાચારનો ખાતમો કરી જગતમાં ન્યાય-શાંતિને સર્વસામાન્ય કરશે. *(અબૂ દાઉદ : હદીષ નં.૪૨૮૨)* જ્યારે શકીલના દાવાને પંદર વર્ષ થઈ ગયા છતાં આ અરસામાં દુન્યામાં ઝુલ્મ-અત્યાચાર વધી ગયા છે. હદીષ શરીફથી માલૂમ પડે છે કે, ઈમામ મેહદી મુસલમાનોના ખલીફા-હાકેમ હશે. *(અબૂ દાઉદ : હદીષ નં.૪૨૮૫)* જ્યારે શકીલને બચવા માટે પોતે ઔરંગાબાદની ગુફાઓમાં જતુ રહેવું પડ્યું છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ઈમામ મેહદી (રઝી.) ખલીફા બનાવ્યા બાદ નવ વર્ષ જીવતં રહેશે. જેમાં સાત વર્ષ હુકૂમત કરશે. *(અબૂ દાઉદ : હદીષ નં.૪૨૮૫, તિરમિઝી : હદીષ નં.૨૨૩૨)* જ્યારે શકીલના મેહદી હોવાના દાવાને ૧૫ વર્ષ થઈ ગયા, હજુ સુધી ન તેની હુકૂમત કાયમ થઈ નથી અને તેનું મરણ પણ થયું નથી.

જ્યાં સુધી વાત બાહ્ય પરિચયની છે, તો આ અંગે સૌથી પહેલાં આ વાત યાદ રાખવી જોઈએ કે, એ માણસ સાચો મહદી ક્યારેય ન હોઈ શકે, જે પોતે મહદી હોવાનો દાવો કરે. મહદ-વિયતનો દાવો સાચી મહદવિયતમાં આગ અને પાણીનો વિરોધાભાસ છે. તેની ઘણી દલીલો છે. કારણ કે જૂઠ્ઠા દાવેદારો

દરેક કાળમાં ફિત્ના ફેલાવતા રહ્યા છે. આપણા જમાનામાં પણ આ રૂહાની પદ પર બિરાજીને દુન્યવી સ્વાર્થ પ્રાપ્ત કરનારાઓનો અભાવ નથી.

મહદવિયતનો પોતાના તરફથી દાવા કરનારાના જૂઠા હોવાની બીજી દલીલ આ છે કે, હઝરત ઈમામ મહદી તો હદીસ શરીફની બયાન કરેલી સ્પષ્ટ નિશાનીઓ અને સાચા અલ્લાહવાળાઓની રીત મુજબ ઈમામત અને પદને સ્વીકારવા જેટલું શક્ય હશે ઈન્કાર કરશે.

એક અન્ય દલીલ જે દુન્યાના પ્રેમીઓ તરફથી મહદી હોવાનો દાવો કરનારાઓને ખોટા સાબિત કરે છે, તે આ છે કે, મેહદી હોવાનું જાહેર થતાં પહેલાં ખુદ હઝરત મહદી પોતાના સ્થાનથી અજાણ હશે. તેમની ક્ષમતાઓથી તેઓ પોતે અજાણ હશે. અને તેઓ એક સામાન્ય માણસની જેમ જીવન વિતાવતા હશે. હવે તેઓ કઈ રીતે મહદી હોવાનો દાવો કરી શકશે ?

હઝરત અલી (રદી.)થી એક રિવાયત નકલ કરવામાં આવી છે : "રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, મહદી અમારા અહલે બૈતમાંથી થશે. અલ્લાહપાક એક જ રાતમાં તેમને આ ક્ષમતા અતા ફરમાવી દેશે."

અલ્લામા ઈબ્ને કષીર (રહ.) આ હદીસ શ.ની તફસીરમાં ફરમાવે છે : "અલ્લાહપાક પોતાના વિશેષ ફઝલ અને તૌફીકથી નવાજીને પહેલાં તેમને (હકીકતનો) ઈલ્હામ કરશે અને એ સ્થાનથી પરિચિત કરશે, જેનાથી તેઓ અગાઉ અજાણ હતા."

## હઝ. ઈસા (અલૈ.)ની નિશાનીઓ :

હઝ. ઈસા (અલૈ.) અલ્લાહપાકના મોટી શાનવાળા નબી

છે. તેમને આસમાન ઉપર ઉઠાવવા પહેલાંની એમની ઝિંદગી ઘણી જ તકવા, પરહેઝગારી અને નમ્રતાવાળી હતી. યહુદીઓએ એમને કતલ કરવાની ઘણી કોશિશો કરી, પરંતુ અલ્લાહપાકે તેમનાથી આપને સુરક્ષિત રાખી આસ્માન ઉપર જીવંત અવસ્થામાં ઉઠાવી લીધા. કિયામત પહેલાં બે ફરિશ્તાઓના સહારે પૃથ્વી ઉપર ઉતરશે. દમાસ્કશના પૂર્વિય સફેદ મિનારા ઉપર ઉતરશે. બે પીળા રંગની ચાદરો પહેરેલી હશે. પહેલી નમાઝ સિવાયની બધી નમાઝોમાં ઈમામત કરાવશે. ઘણી જ ન્યાયી રીતે હુકૂમત કરશે અને પૂરી દુન્યામાં ઈસ્લામ ફેલાવશે. દજ્જાલને લુદ નામી જગ્યાએ કતલ કરશે. (જે હાલમાં ઈસ્રાઈલી હવાઈ મથકનું એરબેસ છે.) આસ્માનથી ઉતર્યા બાદ ૪૫ વર્ષ હાકિમ રહેશે. મદીના મુનવ્વરહમાં વફાત પામશે. આપ (સલ.)ના રૌઝાહમાં આજે પણ ચોથી કબરની જગ્યા ખાલી છે, ત્યાં દફન થશે.

દજ્જાલ અને હઝ. ઈસા (અલૈ.)નો કિસ્સો મુસ્લિમો માટે ઘણો મહત્વનો છે. કિયામત સુધી આવનારા બધા જ ફિત્નાઓ અને બનાવોમાં આ બનાવ સૌથી મહત્વનો હોવાને લઈ રહમતુલ્ લિલ આલમીન (સલ.)એ પોતાની ઉમ્મતને આ ઘણી જ ચિવટ અને વિગતથી આનું વર્ણન કર્યું છે. **લગભગ એકસો સોળ (૧૧૬)** થી વધુ હદીષો છે, જેમાં હઝરત ઈસા (અલૈ.)ના જીવનકવનના હાલ અને આસ્માનથી ઉતરવાની સંપૂર્ણ વિગતો વર્ણન કરી છે. આ હદીષોને હદીષની ભાષામાં મુતવાતિર કહેવામાં આવે છે. જે બધા જ ઉલમાએ કિરામના મંતવ્ય પ્રમાણે યકીની હોવાનો દરજ્જો પ્રાપ્ત કરે છે.

કુર્આન શરીફમાં પણ હઝરત ઈસા (અલૈ.)ની જેટલી નિશાનીઓનું વર્ણન છે, એટલું કોઈ નબીનું વર્ણન નથી. આપ

(સલ.) ઉપર કુર્આન શરીફ ઉતર્યું છતાં આપની પણ એટલી નિશાનીઓનું વર્ણન નથી. કિયામત પહેલાં આપનું આવવું નક્કી હતું, એટલે કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં આપના નાના, નાની, વાલિદહ અને આપની પૈદાઈશ વગેરેનું એટલું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું કે, કોઈ પણ મુસલમાનને આપના વિશે કોઈ પણ પ્રકારની શંકા-શક બાકી ન રહે. અને કોઈ જૂઠો દાવેદાર દાવો કરે તો તેને કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં જોઈ લેવામાં આવે. દરેક મુસલમાન આ વસ્તુને ઘણી જ આસાનીથી જાણી શકે છે, અને પોતાના દિલ તથા દિમાગથી વિચારી કોઈથી પણ ધોકો ખાય શકશે નહીં. અને હઝ. ઈસા (અલૈ.)નું જીવન વગર બાપથી તથા આપના મુઅજિઝહ પણ અજીબ પ્રકારના રાખ્યા, જેથી બીજી કોઈ વ્યક્તિ આપથી મળતી જ ન આવે કે ઉમ્મત તેનાથી ધોકો ખાય શકે.

હઝરત મૌલાના મૂફતી મુહમ્મદ શફીઅ (રહ.) ઉસ્માનીએ એક કિતાબ લખી છે, જેનું નામ "મસીહે મૌઉદકી પેહચાન" છે. જેમાં આપે હઝ. ઈસા (અલૈ.)ની પચાસ નિશાનીઓ (જેમાં આપનું નામ, કુન્નિયત, લકબ, આપના ખાનદાનની સંપૂર્ણ વિગતો, આપની વાલિદહ હઝ. મરયમ રદી.ના ખાસ બનાવો, હઝ. ઈસા અલૈ.ની પૈદાઈશ, હમલ વગેરેની પ્રાથમિક વિગતો, આપના જન્મ સ્થળ અને કેવી રીતે જન્મ થયો તેની વિગતો, હઝ. ઈસા અલૈ.ની વિશેષ વાતો, કામો, મુઅજિઝહ વગેરે)ને **કુર્આન શરીફની પચાસ આયતોમાંથી અલગ કરીને વર્ણન કર્યું છે. અને ત્યાર બાદ એકસો સત્તાવીસ હદીષો હવાલાઓ સાથે વર્ણન કરી.** જેમાં આપનો ચેહરો અને શરીરના અવયવોનું વર્ણન, કિયામત પહેલાં આપનું પૃથ્વી ઉપર આગમન, આગમન

સમયની હાલતો, આગમનની જગ્યા, સમય વગેરેની સ્પષ્ટ સંપૂર્ણ વિગતો, આગમન સમયે લોકોની હાજરી અને તેને લગતી બારીક બારીક વિગતો, પૃથ્વી ઉપર આપના થોભવાનો સમય, આપની શાદી અને બીવી બચ્ચાઓનું વર્ણન, પૃથ્વી ઉપર ઉતર્યા બાદ મહાન કારનામાઓ, આપના સમયે જાહેરી-બાતિની બરકતોનું વર્ણન, તેની સમય મર્યાદા, તે સમયે લોકોની વિવિધ હાલતો, બનાવો, દજ્જાલ વિશે પ્રથમ જૂઠી ખબર ફેલાઈ જવી, તે સમયે આરબોની હાલત, લોકોની વિવિધ પ્રકારની હાલતો, ગઝવએ હિન્દ, દજ્જાલનું નિકળવું, દજ્જાલની એકવીસ નિશાનીઓ, તેના લશ્કરની હાર, યાજૂજ-માજૂજનું નિકળવું, તેમની વિવિધ હાલતો, બનાવો, હઝ. ઈસા (અલૈ.)ની યાજૂજ-માજૂજ માટેની બદ્દુઆ અને તેમનું હલાક-બરબાદ થવું, હઝ. ઈસા (અલૈ.)નું તૂર પહાડ ઉપર જતુ રહેવું અને પછી ઉતરવું. હઝરત ઈસા (અલૈ.)ની વફાત પહેલાં અને પછીની હાલતો, વગેરેનું વિગત-વાર વર્ણન કર્યું છે. **આ પ્રમાણે કુલ એકસો સિત્તોતેર (૧૭૭) નિશાનીઓ કુર્આન શરીફ અને હદીષ શરીફના સહીહ હવાલાઓ સાથે વર્ણન કરી છે.** હઝ. મૂફતી શફીઅ સા. (રહ.) આટલી વિશાળ પ્રમાણની વિગતવાર નિશાનીઓને આપ (સલ.)ની શાને રહમતુલ્લિલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની એક ઝલક દર્શાવી લખ્યું છે કે, આપે પોતાની ઉમ્મત માટે એક એવો સાફ અને સ્પષ્ટ માર્ગ દેખાડ્યો છે, જેમાં રાતના અંધારા અને દિવસના પ્રકાશમાં કોઈ પણ જાતનું ભટકવા માટે કોઈ છીંડુ છોડ્યું નથી, જે બંધ ન કર્યું હોય. અલ્લાહ પાકની રહમતો અને દુરૂદ નાઝિલ થાય રહમતુલ્લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જેમણે ઉમ્મતને ગુમરાહીથી

બચાવવા માટે દૂધનું દૂધ અને પાણીનું પાણી ચોખ્ખુ કરી આપ્યું.

હવે આપણે કાદયાની અને શકીલ જેવાઓને જોઈએ છીએ તો આ ૧૭૭ નિશાનીઓમાંથી એક પણ નિશાની તેમની અંદર મૌજૂદ નથી. પછી ક્યા મોઢે પોતાને હઝ. ઈસા (અલૈ.) સાબિત કરવાની હિંમત કરતા હશે. તમારી જેવાઓના ફંદામાંથી ઉમ્મતને બચાવવા માટે જ કુર્આન અને હદીષ શરીફમાં આટલી વિશાળ સંખ્યામાં હઝ. ઈસા (અલૈ.)ની નિશાનીઓ બતાવવામાં આવી છે. અને એટલા જ માટે તમારા જેવા જૂઠા, ફરેબીઓ પણ પોતાને આજ સુધી હઝ. ઈસા (અલૈ.) બતાવવાથી દૂર રહ્યા. કારણ કે તેમને ખબર છે કે, ચૌદસો વર્ષથી ઉમ્મતનો અકીદો છે કે, હઝ. ઈસા (અલૈ.) અલ્લાહપાકના નબી છે, તેમને વગર બાપે અલ્લાહ તઆલાએ પેદા કર્યા છે, તેમના બાપ વગર પેદા થવા ઉપર લોકોએ આક્ષેપ કર્યો તો આપ (સલ.) ઉપર આયત ઉતરી, જેમાં જવાબ આપવામાં આવ્યો કે, હઝ. ઈસા (અલૈ.)નું ઉદાહરણ હઝરત આદમ (અલૈ.) જેવું છે. તેમને તો માં-બાપ વગર માટીથી પેદા કરવામાં આવ્યા. અને શકીલે તો પોતાના બાપ હનીફને સતાવ-વામાં કોઈ કચાસ બાકી નથી રાખી.

હઝ. ઈસા (અલૈ.) તો આસ્માનથી ઉતર્યા બાદ જિહાદમાં મશ્ગુલ થશે. તમારી જેવા ડરપોક નથી કે ઘરમાં ભરાઈ રહે. અને મુસલમાન ફક્ત ભારતમાં જ વસતા નથી, સમગ્ર આરબ જગત સિવાય દુન્યાના બધા જ દેશો, ખંડો, ટાપુઓમાં દૂર-સુદૂર વસેલા છે. તેમના બધાનો આ જ અકીદો છે કે, હઝરત ઈસા (અલૈ.) કિયામત પહેલાં આસ્માનથી ઉતરશે. હવે શકીલીઓ આયતો અને હદીષોમાં ગમે તેવો ફેરફાર કરે, તાવીલો કરે, તેને કોઈ સાચુ સમજવાનું નથી. જે વ્યક્તિ રોઝી-રોટીના ચક્કરમાં

ફસાયેલા હોય, જેને ઉર્દુ પણ સહીહ ન આવડતું હોય, અરબી ભાષાની કોઈ જાણકારી ન હોય, જે કુર્આન શરીફ અને હદીષ શરીફના વ્યાકરણ અને સાહિત્યથી વાકેફ ના હોય, તે મહાન મુહદ્દિસીન, મુફસ્સિરીન અને ફુકહાએ કિરામની ભૂલો કાઢે. અને આલિમો વિરૂદ્ધ એલફેલ બોલે, જેને દીનની સંપૂર્ણ સમજ ન હોય એ ક્યા મોઢે દીન સમજાવવાનો હક રાખે છે.

અલ્લાહપાકના મહબૂબ પયગમ્બર સૈયદના હઝરત ઈસા (અલૈ.)ને જીવતા આકાશમાં ઉપાડી લેવામાં આવ્યા અને કયામત નજીક ફરીથી જમીન પર નાઝિલ કરાશે. અહલે ઇસ્લામનો અતૂટ અકીદો છે. આ અકીદો હદીસોથી પુરવાર છે અને આનો ઈન્કાર કુફ્ર છે. જુના કાળના કેટલાક ફિરકાઓ અને થોડાક વર્ષો પહેલાંના સરસૈયદ તથા મિર્ઝા કાદયાની અને વર્તમાનમાં કેટલાક ગુમરાહ સ્કોલર્સ સિવાય કોઈએ ઈન્કાર કર્યો નથી. આ અકીદા (હયાતે મસીહ) પર ઉમ્મતનો ઈજમાઅ છે. માટે આ અકીદા પર ઈમાન લાવવું વાજિબ છે અને આનાથી ઈન્કાર કુફ્ર સુધી લઈ જનાર ગુમરાહી છે.

ઘણા લોકો મસીહ હોવાનો દાવો કરીને વિશ્વને અંધકારમાંથી કાઢવાને બદલે ગુમરાહીમાં ધકેલીને જતા રહ્યા. અહલે હક સાચા મસીહને કઈ રીતે ઓળખે ? નબૂવ્વતની વાણી ઉત્તર આપે છે, હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : "મારા અને એમના અર્થાત્ ઈસા (અલૈ.) વચ્ચે કોઈ નબી નથી અને તેઓ નાઝિલ થશે. જ્યારે તમે એમને જુઓ તો ઓળખી લેજો. તેમનું શરીર મધ્યમ બાંધાનું અને રંગ લાલ-શ્વેત હશે. હલકા પીળા રંગના બે વસ્ત્રોમાં હશે, માથાના વાળ જો કે ભીંજાયેલા નહીં હોય તો પણ (ચમક અને

સફાઈના કારણે) એવા હશે કે તેમાંથી પાણી ટપકી રહ્યું છે. ઈસ્લામ ખાતર કુફ્ફારથી યુદ્ધ કરશે, સલીબ તોડી નાંખશે, ભૂંડની કતલ કરશે અને વેરો (જિઝયો) લેવાનું બંધ કરશે. અને અલ્લાહ તઆલા એમના જમાનામાં ઈસ્લામ સિવાય બધા ધર્મોનો નાશ કરી દેશે. અને (તેમના જ હાથે) મસીહ દજ્જાલને હલાક કરશે. પછી હઝરત ઈસા (અલૈ.) ધરતી પર ૪૦ વર્ષ રહીને વફાત પામશે અને મુસલમાન તેમની નમાઝે જનાઝા પઢશે. *(અબૂ દાઉદ, ઈબ્ને અબી શૈબા, મુસ્નદે અહમદ, સહી ઈબ્ને હિબ્બાન, ઈબ્ને જરીર)*

સહીહ બુખારીની એક હદીસમાં હઝરત ઈસા (અલૈ.)ની વધુ નિશાનીઓ બયાન ફરમાવવામાં આવી છે. હઝરત ઈસા (અલૈ.) ખૂબ જ સુંદર ઘઉંવર્ણા હશે. વાળ બહુ વાંકડિયા નહીં હોય, વાળની લંબાઈ ખભા સુધી હશે, માથાથી પાણી ટપકતું હશે, મધ્યમ બાંધાનું શરીર હશે, લાલાશ પડતો રંગ હશે, જે રીતે હમણાં બાથરૂમથી (ગુસલ કરીને) આવ્યા હોય.

*(સહીહ બુખારી : હદીષ નં.૩૧૮૨-૩૧૮૪)*

**આપણી જવાબદારી :**

આ જુઠા નબીની વિરૂધ્ધ બધા જ મુસ્લિમો ચાહે તે કોઈપણ ફિરકાના હોય, દેવબંદી, બરેલી, શીયા-સુન્ની, ગેરમુકલ્લીદ, અહલે હદીષ, જમાતે ઈસ્લામી વગેરે બધાએ જ ગંભીરતાથી વિચારી એકજૂથ થઈ મક્કમતાથી મુકાબલો કરવો પડશે. કારણકે આ આપણા પ્યારા નબી જનાબ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નબૂવ્વતના વિરૂધ્ધ બળવો છે. જેને કોઈ પણ આશીકે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કદી પણ બરદાશ્ત કરી શકતો નથી.

માટે દરેક ફિરકાના આલિમો, જાણકારો અને મુબલ્લિગોએ

આપણા સમાજના ભોળા-ભાળા મુસ્લિમોને સહીહ અકીદો સમજાવવો જોઈએ. અને જ્યાં મુસ્લિમોની વસ્તી ઓછી હોય, આર્થિક રીતે પછાત હોય ત્યાં નાના નાના મદ્રસાઓ કાયમ કરવા જોઈએ. તેમની પ્રાથમિક જરૂરતો અનાજ, પાણી, લાઈટ વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ. અમુક મોટા ગામોમાં બચ્ચોંકા ઘર સ્થાપવા જોઈએ, જ્યાં ગરીબ ગામડાઓના બચ્ચાંઓની બોર્ડિંગ-લોજીંગ સાથે સ્કૂલ-મદ્રસાની વ્યવસ્થા હોય, તેમને કિતાબો, ચોપડીઓ, નોટબુકો વગેરે ફ્રીમાં આપવાની વ્યવસ્થા કરવામાં આવે. અને જ્યાં કાદયાની કે શકીલી લોકોની કોઈ પ્રકારની પ્રવૃત્તિઓનો અણસાર આવે તો ત્યાંના આગેવાનોને જાણ કરી ત્યાંના મુસ્લિમોમાં જાગૃતિ લાવવાની ભરપૂર કોશીશ કરવામાં આવે. આ બાબતે કોઈ પણ જાતની સુસ્તી કે લાપરવાહી પાછળથી ઘણા મોટા નુકસાનમાં નાંખી દે છે.

શકીલ કોઈ ગલતફેહમી અથવા દીન ન સમજવાને લઈ આ પ્રમાણેની હરકતો નથી કરતો, બલ્કે ફક્ત પોતાના ભૌતિક-દુન્યવી લાભ અને ઐશઆરામ તથા હોદ્દો, પદ, લાલસા અને લોકો તરફથી માન-સન્માન ખાતર આ બધું કરી રહ્યો છે. અને ઈરાદાપૂર્વક પોતાના સ્વાર્થ ખાતર પોતાની તથા મુસ્લિમોની આખિરત બરબાદ કરી રહ્યો છે. જો સાચો મુસલમાન હોત તો ગેરમુસ્લિમોમાં ઈસ્લામની દઅવતનું કામ કરત, મુસ્લિમોને ગુમરાહ કરવાનું કામ ન કરત. આવા લોકો ઉપર અલ્લાહપાક તરફથી ફિટકાર વર્ષે છે. તેમના દિલો ઉપર ગુમરાહીની મોહર લાગી જાય છે. તે પછી કદી સીધી રાહ ઉપર આવી શકતો નથી. એટલે તેનાથી કે તેના નજીકના માણસોથી હિદાયતની કોઈ આશા નથી રાખતા. તેમને તૌબાની તૌફીક ભાગ્યે જ મળે છે. એટલે

આ કિતાબ લખવાનો હેતુ સામાન્ય મુસ્લિમો છે, જે આવા ફિત્નાઓથી સાવચેત રહે અને એમના વિશે ખબર પડે તો ઉલમાએ કિરામ તથા દીનના લાગણીશીલ મુસ્લિમોને તેમનાથી માહિતગાર કરે. જેથી આ ફિત્નો આપણાં સમાજમાં આવતો અટકી જાય.

ગુજરાતમાં અમદાવાદ (વટવા) અને સુરત શહેર (ઉન)માં એમના માણસો પકડાય ચૂક્યા છે. માટે એમના મોટા મોટા કુર્તા -પાયજામા અને લાંબી દાઢીઓ તથા અલ્હમ્દુલિલ્લાહ, સુબ્હા-નલ્લાહના ભ્રામક શબ્દોથી આપણે છેતરાય ન જઈએ તેનો ખ્યાલ રાખવામાં આવે. અને ઉલમાએ કિરામથી સંપર્કમાં રહેવું અત્યંત જરૂરી છે.

અને જે મુસ્લિમો દુનિયાના ભૌતિક ફાયદાઓ માટે અથવા અંગત લાભ ખાતર કાદયાની અથવા શકીલી બની ગયા છે અથવા પ્રભાવિત છે, તેમનાથી વિનંતી છે કે તે આ મસ્અલાને મામુલી ન સમજે. આપણી દુન્યાની ઝિંદગી તો થોડા દિવસની છે અને આખિરતની ઝિંદગી હંમેશાની છે. ત્યાં એક એક અમલનો બદલો મળશે. માટે મામૂલી દુનિયાના નફાને લઈ આખિરતની હંમેશાની તકલીફોમાં પોતાને ન નાંખે. મુકદ્દરની રોઝી કોઈ છીનવી શકવાનું નથી, અને જે મુકદ્દરમાં નથી તે કોઈ આપી શકવાનું નથી. અલ્લાહપાક આપણા સૌના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.



## શકીલી ફિત્નાથી બચવા
## ઉલમાએ કિરામના સંપર્કમાં રહો

શકીલ કોઈ ગલતફેહમી અથવા દીન ન સમજવાને લઈ આ પ્રમાણેની હરકતો નથી કરતો, બલ્કે ફક્ત પોતાના ભૌતિક-દુન્યવી લાભ અને ઐશઆરામ તથા હોદ્દો, પદ, લાલસા અને લોકો તરફથી માન-સન્માન ખાતર આ બધું કરી રહ્યો છે. અને ઈરાદાપૂર્વક પોતાના સ્વાર્થ ખાતર પોતાની તથા મુસ્લિમોની આખિરત બરબાદ કરી રહ્યો છે. જો સાચો મુસલમાન હોત તો ગેરમુસ્લિમોમાં ઈસ્લામની દઅવતનું કામ કરત, મુસ્લિમોને ગુમરાહ કરવાનું કામ ન કરત. આવા લોકો ઉપર અલ્લાહપાક તરફથી ફિટકાર વર્ષે છે. તેમના દિલો ઉપર ગુમરાહીની મોહર લાગી જાય છે. તે પછી કદી સીધી રાહ ઉપર આવી શકતો નથી. એટલે તેનાથી કે તેના નજીકના માણસોથી હિદાયતની કોઈ આશા નથી રાખતા. તેમને તૌબાની તૌફીક ભાગ્યે જ મળે છે. એટલે આ કિતાબ લખવાનો હેતુ સામાન્ય મુસ્લિમો છે, જે આવા ફિત્નાઓથી સાવચેત રહે અને એમના વિશે ખબર પડે તો ઉલમાએ કિરામ તથા દીનના લાગણીશીલ મુસ્લિમોને તેમનાથી માહિતગાર કરે. જેથી આ ફિત્નો આપણાં સમાજમાં આવતો અટકી જાય.

